# સહકારી હિલચાલના સિદ્ધાંતો.


લેખક

રતિલાલ નાથજીભાઈ ત્રિવેદી, બી. એ ,

ઑડીટર, કોઓપરેટીવ સોસાયટીઝ

પંચમહાલ્સ, ગોધરા.

( ગ્રામ્ય સુધારણા અને સહકારી શરાફી મંડળી'ના લેખક. )



પ્રકાશક,

બોમ્બે સેન્ટ્રલ કોઓપરેટીવ ઈન્સ્ટીટ્યુટ.

ગુજરાત વિભાગ તરફથી,

એન. એમ. જોશી, બી. એ.,

સહમંત્રી-ભરૂચ.


કિંમત એક આનો.

# પ્રસ્તાવના.

જે ઉદ્દેશથી લેખકનું 'ગ્રામ્ય સુધારણા અને સહકારી શરાફી મંડળી' નામનું પુસ્તક રચવામાં આવ્યું છે, તે જ ઉદ્દેશથી આ પુસ્તક પણ રચવામાં આવ્યું છે. દેશનો–ગુજરાતનો શિક્ષિત વર્ગ સહકારી હિલચાલના સિદ્ધાંતો અને સ્વરૂપથી થોડા શ્રમે પરિચિત થઇ શકે, તે હેતુથી લેખકે આ લઘુ પુસ્તક લખ્યું છે. પુસ્તક મંડળીઓના સભાસદોને અને ખાસ કરીને મંત્રીઓને ઉપયોગી થઇ પડશે એમ લેખક માને છે. સહકારી હિલચાલના સિદ્ધાંતો, સહકારી મંડળી અને 'જોઇન્ટ સ્ટૉક કંપની'નો ભેદ અથવા તફાવત, મંડળીઓનું વર્ગીકરણ વગેરે કેટલીક બાબતો, જેનો આ પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે, તે શિક્ષણ વર્ગોમાં અભ્યાસ કરનાર મંત્રીઓને ઉપયોગી થઇ પડે એ નિઃશંક છે. પુસ્તક કોઇ પણ રીતે સંપૂર્ણ તો નથી જ; તે માત્ર સહકારી હિલચાલ જેવી દેશહિતકારક પ્રવૃત્તિ તરફ જનસમાજનું ધ્યાન ખેંચવાનો એક નમ્ર યત્ન છે.

ર. ના. ત્રિવેદી.

# સહકારી હિલચાલના સિદ્ધાંતો



સહકાર શબ્દનો અર્થ તો સહુ કોઇ જાણે છે જ. સહકાર એટલે સાથે મળીને કાર્ય કરવું તે. પરંતુ સહકારી હિલચાલ અથવા સહકાર-પ્રવૃત્તિ એ શબ્દમાં સહકાર શબ્દનો અર્થ આ નથી. સહકારી હિલચાલ એક પ્રકારની વ્યાપારી—વ્યાપાર-વિષયક વ્યવસ્થા છે. એ વ્યવસ્થાનાં મુખ્ય લક્ષણો નીચે વર્ણવ્યાં છે.

સહકારી હિલચાલ શબ્દ વાપરવાથી જે વ્યાપારી વ્યવસ્થાનો નિર્દેશ થાય છે, તે વ્યવસ્થા અન્ય વ્યાપારી વ્યવસ્થાઓથી ભિન્ન છે. મોટી મોટી કંપનીઓ, જેમને 'જોઇન્ટ સ્ટૉક કંપનીઓ' કહેવામાં આવે છે, તેઓમાં પણ એક પ્રકારની વ્યાપારી વ્યવસ્થા છે. સહકાર-પ્રવૃત્તિ શબ્દથી જે વ્યાપારી વ્યવસ્થા સમજાય છે, તેમાં અને આ કંપનીઓની વ્યાપારી વ્યવસ્થામાં ઘણો તફાવત છે. કંપનીઓની સ્થાપનામાં મુખ્ય ઉદ્દેશ નફો કરવાનો હોય છે. હરકોઇ શખ્સ, જેની પાસે પૈસા હોય, તે, આ કંપનીઓના, પોતાની ઇચ્છામાં આવે તેટલા શૅર ખરીદી શકે છે, અને તેવા દરેક શૅર માટે તેને કંપનીની વ્યવસ્થામાં એક મત આપવાનો અધિકાર પ્રાપ્ત થાય છે. વળી કંપની જે નફો કરે છે, તે નફો પણ, શેર ધારણ કરનારાઓને તેમણે ખરીદેલા શૅરના પ્રમાણમાં વહેંચી આપવામાં આવે છે. આમ 'જોઇન્ટ સ્ટૉક કંપનીઓ' મુડીવાળાનાં મંડળો છે; કેમકે જેની પાસે વધારે મુડી હોય તે જ કંપનીના વધારે શૅર ખરીદી શકે છે, અને વધારે શૅર ખરીદે, એટલે કંપનીની વ્યવસ્થામાં બીજા કરતાં તે પોતાનો અવાજ વધારે--વધારે પ્રમાણમાં--દાખલ કરાવી શકે છે, તેમજ કંપનીના નફાનો વધારે ભાગ પણ તેજ મેળવી શકે છે. સહકારી હિલચાલની વ્યાપારી વ્યવસ્થા આ પ્રકારની નથી. તે વ્યવસ્થામાં મુડીને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું નથી, કેમકે સહકારી હિલચાલ ગરીબ

વર્ગની હિલચાલ છે, શ્રીમંત–તવંગર લોકો પોતાની મુડીના જોરે ગરીબ વર્ગને તેમની મહેનતનો યોગ્ય બદલો મેળવતાં અટકાવે નહિ, અને પોતે પોતાની મહેનતનું વ્યાજબી ફળ મેળવી શકે, તેટલા માટે ગરીબ વર્ગ સહકારી હિલચાલનો આશ્રય લે છે. આમ સહકારી હિલચાલ ગરીબ વર્ગની હિલચાલ છે, અને તેથી તેમાં મુડીને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું નથી. તે વ્યવસ્થામાં મુડીને બદલે વ્યક્તિને અને વ્યક્તિના ચારિત્ર્યને પ્રધાન સ્થાન આપવામાં આવ્યું છે. ' જોઇન્ટ સ્ટૉક કંપની'માં, જેની પાસે મુડી હોય, અને શૅર ખરીદી શકે, તે જ દાખલ થાય છે, પરંતુ સહકારી મંડળીમાં, હરકોઇ મનુષ્ય જે ચારિત્ર્યવાન્ હોય, તે દાખલ થઇ શકે છે, પછી ભલેને તે ગરીબ હોય. ' જોઇન્ટ સ્ટૉક કંપની'માં દાખલ થવાની લાયકાત માત્ર મુડીથી—શૅર ખરીદવાની શકિતથી જ મેળવાય છે. કંપનીના ચાલકો ( ડીરેકટર્સ ) શૅર ખરીદનારને ઓળખતા પણ ન હોય, પરંતુ જો તેની પાસે મુડી હોય, તો તે કંપનીનો શૅર બજારમાં ખરીદ કરી કંપનીનો ભાગીદાર થઇ શકે છે. સહકારી મંડળીમાં આમ નથી. તે મંડળીમાં જેને દાખલ થવું હોય, તેણે વ્યવસ્થાપક પંચને અરજ કરવી પડે છે, અને પંચ જ્યારે તેને દાખલ કરવાની મંજુરી આપે છે—અલબત સુંદર ચારિત્ર્ય વિના પંચની મંજુરી મળી શકતી નથી—ત્યારે જ તે દાખલ થઇ શકે છે. સહકારી મંડળીમાં દાખલ થનાર પાસે મુડી હોવાની જરૂર નથી. મંડળીના શૅર ' જોઇન્ટ સ્ટૉક કંપની'ના શૅર જેવા, મોટા હોતા નથી. શૅરની રકમ નાની હોય છે, અને તે હપ્તે હપ્તે ભરી શકાય છે. આમ સહકારી મંડળીમાં મુડીને બદલે વ્યક્તિને–ચારિત્ર્યવાન વ્યક્તિને પ્રધાન સ્થાન આપવામાં આવે છે. વ્યક્તિને પ્રધાન સ્થાન અપાય, એટલે મંડળીની વ્યવસ્થામાં દરેક વ્યક્તિનો સરખો અવાજ જ રાખી શકાય. આથી શૅર દીઠ મત આપવાનો અધિકાર નહિ આપતાં, સહકારી મંડળીમાં, પ્રત્યેક વ્યક્તિને–પ્રત્યેક સભાસદને–એક મત આપવાનો

અધિકાર આપવામાં આવે છે. મંડળીના કોઇ સભાસદે પાંચ કે દસ શૅર ખરીદ કર્યા હોય, અને બીજાએ માત્ર એકજ શૅર ખરીદ્યો હોય, પરંતુ બન્ને એકજ મત આપી શકે છે, એટલે મંડળીની વ્યવસ્થામાં બન્નેનો અવાજ સરખો જ રહે છે. વળી, મંડળીનો કોઇ એક સભાસદ વધારેમાં વધારે કેટલી રકમના શૅર ખરીદ કરી શકે, તે પણ સહકારી મંડળીમાં તો નક્કી જ કરેલું હોય છે. આથી મુડીના જોરે મંડળીમાંથી વધુ નફો મેળવનારને નિરાશ થવું પડે છે. આ ઉપરાંત એટલું યાદ રાખવાનું છે કે સહકારી મંડળીઓનો ઉદ્દેશ, 'જોઇન્ટ સ્ટૉક કંપનીઓ' પેઠે, નફો કરવાનો નથી, પરંતુ સભાસદોની અમુક સેવા જ બજાવવાનો છે. આથી મંડળીઓના શૅર ધારણ કરનારાઓને, તેમના શૅર ઉપર, અમુક નક્કી કરેલા દરથી વધુ 'ડીવીડન્ડ'–વ્યાજ આપવામાં આવતું નથી. 'ડીવીડન્ડ' આપ્યા પછી જે કંઇ નફો રહે છે, તે મંડળીઓ સાથે લેવડદેવડ કરનારને, તેમણે કરેલી લેવડદેવડના પ્રમાણમાં, પાછો વહેંચી દેવામાં આવે છે. આમ સહકારી હિલચાલની વ્યાપારી વ્યવસ્થા અને 'જૉઇન્ટ સ્ટોક કંપનીઓ'ની વ્યાપારી વ્યવસ્થામાં ઘણો તફાવત છે.

'જૉઇન્ટ સ્ટૉક કંપનીઓ'ની વ્યાપારી વ્યવસ્થા અને સહકારી હિલચાલની વ્યાપારી વ્યવસ્થાનો તફાવત સમજવામાં આવે, તો પછી સહકારી હિલચાલની વ્યાપારી વ્યવસ્થા કયા સિદ્ધાંતો ઉપર રચવામાં આવી છે, તે સમજવું મુશ્કેલ નથી. 'જોઇન્ટ સ્ટૉક કંપ-નીઓ'માં મુડીવાળો નફો મેળવવાના ઉદ્દેશથી જ ભેગા થાય છે, જ્યારે સહકારી મંડળીઓમાં અમુક વ્યક્તિઓ પોતાની અમુક સા-માન્ય જરૂરીયાત પૂરી પાડવા માટેજ એકત્ર થાય છે; નફો કરવા માટે નહિ. સામાન્ય જરૂરીયાત એ આ વ્યવસ્થાનું પહેલું તત્ત્વ છે, અને ઐક્ય બીજું તત્વ છે. અમુક માણસોને પોતાના ધંધા માટે નાણાંની જરૂર હોય તો તેઓ સહકારી શરાફી મંડળી સ્થાપે છે, નાણાંની જરૂર એ એક સામાન્ય જરૂરીયાત છે, જે પૂરી પાડવા માટે મંડળીની

યોજના કરવામાં આવે છે, અને મંડળીની યોજના **ઐક્ય** વિના સંભવતી નથી. આમ સહકારી હિલચાલનાં બે મુખ્ય તત્ત્વો–સિદ્ધાંતો **સામાન્ય જરૂરીયાત** અને **ઐક્ય** છે. ત્રીજું તત્ત્વ–સિદ્ધાંત **સમાનતા** છે. આપણે જોયું કે સહકારી મંડળીઓમાં પ્રત્યેક સભાસદને એક મત આપવાનો હોય છે. કોઇ સભાસદે સ્વીકારેલી જવાબદારી ઓછી હોય, અને બીજાની જવાબદારી વધારે હોય, પણ બન્નેને મત આપવાનો અધિકાર એક સરખો જ હોય છે. આમ આ વ્યવસ્થામાં સમતા અથવા સમાનતાના સિદ્ધાંતનું પણ પાલન થાય છે. આથી સહકારી હિલચાલની વ્યાપાર–વિષયક વ્યવસ્થા મુખ્ય ત્રણ સિદ્ધાંતો પર રચાયલી છે, જે સિદ્ધાંતો **સામાન્ય જરૂરીયાત, ઐક્ય** અને **સમાનતા** છે.

ઉપર જણાવેલા ત્રણ મુખ્ય સિદ્ધાંતો ઉપરાંત બીજાં પણ કેટલાંક તત્ત્વો આ વ્યાપારી વ્યવસ્થાની રચનામાં જોવામાં આવે છે. સહકારી મંડળીમાં જોડાયલા શખ્સો જો કે એક બીજાને મદદ કરે છે તોપણ પ્રત્યેક વ્યક્તિએ પોતાની ઉન્નતિ માટે પોતે જ યત્ન કરવો પડે છે, સહકારી ગ્રામ્ય શરાફી મંડળીમાં જોડાયલા જમીનદાર ખેડુતો જેઓ મંડળીમાં દાખલ થઇ પોતાની મિલ્કત પૂરતી જવાબદારી સ્વીકારે છે, તેઓ ખીજા ગરીબ ખેડુતોને એક રીતે મદદ તો કરે છે જ, પરંતુ તે મદદ એવી રીતે આપવામાં નથી આવતી કે જેથી તેમને તે બીજાઓ માટે સહન કરવું પડે અથવા ખોવું પડે. દરેક માણસ મંડળીમાંથી જે કર્જ લે છે, તે તેને પોતાને જ ભરપાઇ કરવું પડે છે. આમ સહકારી હિલચાલની વ્યાપાર વિષયક વ્યવસ્થામાં **પરસ્પર સહાય** અને **સ્વાશ્રય** એ બન્ને તત્ત્વો સુંદર રીતે ગુંથવામાં આવ્યાં છે.

રા. દેવ તેમના 'સહકારી હિલચાલના સિદ્ધાંતો અને તેનું શુદ્ધ સ્વરૂપ' નામના પુસ્તકમાં સહકારી હિલચાલની વ્યાખ્યા નીચે પ્રમાણે

"સહકાર એવા પ્રકારની વ્યાપારી વ્યવસ્થા છે, કે જેમાં માણસો માણસ તરીકે–ચારિત્ર્યવાળાં પ્રાણી તરીકે સમતા–સરખાપણાના ધોરણ ઉપર પોતે પોતાનું આર્થિક હિત સાધવા માટે સ્વેચ્છાથી જોડાય છે." 'આર્થિક હિત સાધવા માટે જોડાય છે' એમ કહેવું તે કરતાં પોતાની સામાન્ય જરૂરીયાતો પૂરી પાડવા માટે જોડાય છે તેમ કહેવું વધારે યોગ્ય છે. બંગાળામાં સહકારી એન્ટીમૅલેરીયલ મંડળીઓ સ્થાપવામાં આવી છે. આ મંડળીઓમાં માણસો પોતાનું આર્થિક હિત સાધવા માટે જોડાતા નથી. તેઓ માત્ર પોતાનું અને જનસમાજનું આરોગ્ય જળવાય તે માટે એટલે કે પોતાની એક સામાન્ય જરૂરીયાત પૂરી પાડવા માટે જ જોડાય છે. આ ઉપરાંત આ વ્યાખ્યામાં એક બીજો સુધારો પણ આવશ્યક છે. સહકારી હિલચાલમાં તો 'સર્વ દરેક માટે, અને દરેક સર્વ માટે' હોય છે, એટલે કે સમાજે વ્યક્તિને મદદ કરવી પડે છે અને વ્યક્તિ સમાજની ઉન્નતિમાં પોતાનો ફાળો આપે છે. આ પરસ્પર સહાય કરવાનો સિદ્ધાંત જેના ઉપરથી 'સહકાર' અથવા 'સહકારી હિલચાલ' શબ્દ યોજવામાં આવ્યો છે, તે રા. દેવની વ્યાખ્યામાં સ્પષ્ટ જણાવવામાં આવ્યો નથી. આથી સહકારની વ્યાખ્યા નીચે પ્રમાણે કરવી યોગ્ય છેઃ—

**સહકાર એવા પ્રકારની વ્યાપારી વ્યવસ્થા છે કે જેમાં, ચારિત્રવાન મનુષ્યો સમાનતાના ધોરણે પોતાની સામાન્ય જરૂરીયાતો પૂરી પાડવા માટે, ઐક્ય કરીને, સ્વેચ્છાથી જોડાય છે, અને એક બીજાને સહાય કરીને તેમજ સાથે સાથે સ્વાશ્રયી રહીને, કોઇને પણ અયોગ્ય નુકસાન કર્યા વિના, પોતાનું હિત સાધે છે.**

સહકારી હિલચાલને કેટલાક પરોપકારી પ્રવૃત્તિ માની લે છે, પરંતુ આ માન્યતા ખોટી છે. સહકારમાં પરોપકાર નથી–દાન નથી. સહકારી મંડળી સભાસદોને દાન આપતી નથી. તે નાણું ધીરે છે અને ધીરેલું

નાણું વ્યાજ સાથે વસુલ કરે છે. બીજી બાજુએ સહકારી મંડળી, મંડળીમાં થાપણ મૂકનારને પણ વ્યાજ આપે છે. મંડળી એક વ્યાપારી સંસ્થા છે અને વ્યાપારના નિયમાનુસાર તેની વ્યવસ્થા ચલાવવામાં આવે છે. દાન આપનારી–પરોપકારી સંસ્થાઓ લોકનું હિત ભાગ્યે જ કરી શકે છે દાન લેનાર અન્ન વસ્ત્ર વગેરે વિના મહેનતે મળવાથી નિરૂદ્યમી–સુસ્ત થાય છે, અને છેવટે તેની અધોગતિ થાય છે. આથી ઉલટું, સહકારી સંસ્થાઓ લોકને સ્વાશ્રયી બનાવે છે, અને સ્વાશ્રયી સમાજ પોતાની ઉન્નતિ અવશ્ય સાધે છે.

સહકાર વ્યક્તિવાદ અને સમાજવાદ બન્નેથી ભિન્ન છે, 'સબ સબકા સમાલ લેના' એ સૂત્ર વ્યક્તિવાદનું છે. સહકારને આ સૂત્ર માન્ય નથી. તે તો 'દરેક સર્વ માટે અને સર્વ દરેક માટે' એજ શીખવે છે. બીજાને ભલે હાનિ થાય પણ પોતાનો સ્વાર્થ સાધી લેવો એ નીતિ–એ કાર્યપદ્ધતિ સહકારમાં નથી. સહકારમાં તો પ્રત્યેક માણસ બીજાને મદદ કરીને જ પોતાનું હિત સાધે છે. આમ સહકારમાં પરસ્પર મદદ કરવાની ભાવના છે, તે છતાંયે સહકાર સમાજવાદથી નિરાળો છે. સમાજવાદમાં તો વ્યક્તિને બીલકુલ સ્વતંત્રતા રહેતી નથી. વ્યક્તિ પોતાની મહેનતથી જે કંઇ કમાય છે–પ્રાપ્ત કરે છે, તે તેને પોતાને સંગ્રહી રાખવાનો અથવા ખર્ચવાનો અધિકાર નથી. સહકારમાં પ્રત્યેક વ્યક્તિ સ્વતંત્ર છે. પોતાની મહેનતથી તે જે કંઇ મેળવે છે, તેનો તે સંગ્રહ તેમજ ઉપભોગ પોતાની ઇચ્છાનુસાર કરી શકે છે. આમ સહકાર વ્યક્તિવાદ અને સમાજવાદ બન્નેથી ભિન્ન છે. ખરી રીતે તો સહકારમાં વ્યક્તિવાદ અને સમાજવાદ બન્નેનો "સુંદર વ્યવહારૂ સંયોગ" થાય છે, વ્યક્તિવાદનું વ્યક્તિ–સ્વાતંત્ર્ય અને સમાજવાદની એક બીજાને ઉપયોગી થઇ પડવાની ભાવના સહકારમાં જળવાઇ રહે છે. વ્યક્તિવાદની 'દુઃખદાયક સ્પર્ધા' અને સ્વાર્થપરાયણતા, અને સમાજવાદનો વ્યક્તિની સ્વતંત્રતાનો નાશ એ બન્ને તત્ત્વો સહકારમાંથી ઉડી જાય છે. આમ સહકારમાં વ્યક્તિવાદ

**અને સમાજવાદનાં સારાં તત્ત્વોનું સુંદર મિશ્રણ થાય છે.**

સહકારનાં તત્ત્વો વ્યવહારમાં કેવા ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પ્રગટ થાય છે તે હવે આપણે જોઇએ. સહકારી હિલચાલમાં ત્રણ મુખ્ય હિલચાલ છે. એક હિલચાલ **સાધન પૂરાં પાડનારી હિલચાલ** કહેવાય છે, બીજી **ગ્રાહકોને મદદ કરનારી હિલચાલ** કહેવાય છે, અને ત્રીજી **માલ ઉત્પન્ન કરનારાઓને અથવા કારીગરોને મદદ કરનારી હિલચાલ** કહેવાય છે. સહકારી મંડળીઓનું વર્ગીકરણ પણ આ ધોરણેજ કરવામાં આવે છે. જે મંડળીઓ સાધન પૂરાં પાડવાનું કામ કરે છે, તેમનો સમાવેશ પહેલી હિલચાલમાં થાય છે. જે સહકારી મંડળીઓ ગ્રાહકોને મદદ કરવાના ઉદ્દેશથી સ્થાપવામાં આવે છે, તેમનો સમાવેશ બીજી હિલચાલમાં થાય છે; અને ત્રીજી હિલચાલમાં, કારીગરોને અથવા માલ ઉત્પન્ન કરનારાઓને મદદ કરવા સ્થાપવામાં આવેલી મંડળીઓનો સમાવેશ થાય છે. આમ સહકારનાં તત્ત્વો વ્યવહારમાં મુખ્ય ત્રણ દિશામાં પ્રગટ થાય છે.

પ્રથમ આપણે કારીગરોને મદદ કરનારી હિલચાલમાં જે મંડળીઓનો સમાવેશ થાય છે, તે મંડળીઓના ઉદ્દેશ અને તેમની કાર્યપદ્ધતિ તપાસીએ. આપણે વણકરોનો દાખલો લઇએ. કેટલાક વેપારીઓ વણકરોને શાળ, સુતર વગેરે જે કંઇ જોઇએ તે પૂરૂં પાડે છે, અને તેમને કાપડ વણવા બદલ અમુક મજુરી આપી, તેમની પાસે કપડું વણાવે છે. આમાં વણકરને માત્ર મજુરીજ મળે છે, જ્યારે વેપારીને કાપડના વેચાણનો નફો મળે છે. જો વણકરો સહકારી હિલચાલનો આશ્રય લે, તો તેમને તેમની મજુરી તો મળે જ, પરંતુ તે ઉપરાંત કાપડના વેચાણથી વેપારીને જે નફો મળે છે, તે પણ તેમને જ મળે. બારથી પંદર વણકરો ભેગા થઇ એક સહકારી મંડળી સ્થાપે, અને કરકસર કરી થોડું શૅરનું ભંડોળ ભેગું કરે. આ ભંડોળ ઉપરાંત તેમને જે કંઇ રકમ જોઇએ

તે મંડળી કર્જે લઇ શકે. આ રકમમાંથી મંડળી સુતર સામટું ખરીદે, અને અમુક મજુરી ઠરાવી, વણવા માટે સભાસદોને આપે. કાપડ તૈયાર થાય એટલે મંડળી તે કાપડનું વેચાણ કરે, અને જે કંઇ નફો થાય, તેમાંથી પ્રથમ કર્જે લીધેલાં નાણાંનું વ્યાજ આપી દે, તેમજ શૅર ઉપર પણ અમુક મુકરર કરેલા દરે વ્યાજ આપે. ખર્ચ કહાડતાં બાકી જે નફો રહે તે સભાસદોને તેમણે કરેલા કામના–મહેનતના પ્રમાણમાં વહેંચી આપે. આમ મંડળીથી વણકર–કારીગરોને પોતાની મહેનતનું વ્યાજબી ફળ મળી રહે. એક બીજો કંસારાનો દાખલો લઇએ. કેટલાક વેપારીઓ તાંબા અને પીતળનાં પતરાં ખરીદી તે કારીગરોને ઘડવા આપે છે. કારીગરોને તેમના કામ બદલ માત્ર મજુરીજ આપવામાં આવે છે. પતરાંના ઘાટ તૈયાર થાય એટલે વેપારી તેનું વેચાણ કરે છે, અને તેમાંથી સારો નફો મેળવે છે. જો આ કંસારા–કારીગરો પાસે નાણું હોય, તો તો તેઓ પોતેજ પતરાં ખરીદી, તેના ઘાટ ઘડી, તેનું વેચાણ કરી સારો નફો મેળવે, પરંતુ તેઓની પાસે મુડી નહિ હોવાથી, તેઓને માત્ર મજુરીજ મળે છે. જો આ કંસારા–કારીગરો કરકસર કરી થોડું શૅરનું ભંડોળ ભેગું કરે, અને એક મંડળી સ્થાપે, તો તેમની નાણાં સંબંધી મુશ્કેલી દૂર થાય. મંડળી કારીગરોને પતરાં પૂરાં પાડે, અને જ્યારે તે પતરાંના ઘાટ ઘડાય, ત્યારે તેનું વેચાણ કરે. આ વેચાણથી કારીગરોને તેમની મજુરી ઉપરાંત, માલના વેચાણનો નફો પણ મળે. આમ સહકારી હિલચાલ ગરીબ કારીગર વર્ગને તેની મહેનતનો યોગ્ય બદલો અપાવવામાં ઉપયોગી થઈ પડે છે.

જેમ કારીગર વર્ગ માટે મંડળીઓ સ્થાપી શકાય છે, તેમ મજુર વર્ગ માટે પણ મંડળીઓ સ્થાપી શકાય છે. જંગલ કાપવાના અથવા રસ્તા બાંધવાના જે 'કૉન્ટ્રેક્ટસ્' અત્યારે 'કૉન્ટ્રેક્ટર્સ'ને આપવામાં આવે છે, તે મજુરોની મંડળીઓને આપી શકાય. જંગલ કાપવાનું અથવા રસ્તા બાંધવાનું કામ 'કૉન્ટ્રેક્ટર' પોતે તો કરતોજ

નથી; તે કામ તો મજુરોનેજ કરવું પડે છે, અને છતાંયે 'કૉન્ટ્રેક્ટ'નો ખરો નફો તો 'કૉન્ટ્રેકટર'ને જ મળે છે; મજુરોને નહિ. પોતાની મહેનતનો લાભ બીજો માણસ ન લઇ જાય, તે માટે મજુર વર્ગે કરકસર કરી, થોડું શૅરનું ભંડોળ ભેગું કરી મંડળીઓ સ્થાપવી જોઇએ અને રસ્તા બાંધવાના અને જંગલ કાપવાના 'કૉન્ટ્રેકટસ્' મેળવવા-લેવા જોઇએ. આ પ્રમાણે કરવાથી મજુરોને તેમની મજુરી તો મળશેજ, પરંતુ તે ઉપરાંત જે નફો 'કૉન્ટ્રેકટર' લઇ જાય છે, તે પણ તેમનેજ મળશે. આમ સહકારી હિલચાલ ગરીબ મજુર વર્ગને તેની મહેનતનું યોગ્ય ફળ મેળવવામાં ઉપયોગી થઇ પડે છે.

કારીગર-સાહાય્યક સહકારી હિલચાલના ઉપર જે થોડા દાખલા આપ્યા છે, તેથી એમ ન સમજવું કે હિલચાલ બીજા કારીગરોને અથવા મજુરોને ઉપયોગી નથી. જ્યાં જ્યાં કારીગરોને અથવા મજુરોને તેમની મહેનતનું ફળ, મુડીના અભાવે ન મળતું હોય અને તેમની મહેનતનો લાભ બીજા મુડીવાળો લઈ જતા હોય, ત્યાં ત્યાં તેઓ સહકારી હિલચાલનો આશ્રય લઇ પોતાની આર્થિક ઉન્નતિ કરી શકે છે.

ગ્રાહકોને મદદ કરનારી હિલચાલમાં સહકારી ભંડારો અને મકાન બાંધવાની મંડળીઓનો સમાવેશ થાય છે. સહકારી ભંડારોમાં તો દરેક જણુ દાખલ થઇ શકે, કેમકે દરેક માણસ ગ્રાહક તો છે જ. જીંદગીની જરૂરીયાતો જેવી કે અનાજ, ઘી, તેલ, ખાંડ, ગોળ, કાપડ વગેરેની દરેક માણુસને જરૂર પડે છે. અત્યારે આપણો બજાર હરિફાઇના ધોરણે રચાયલો છે. બજારમાં ઘીની અથવા કાપડની દુકાન એક નહિ હોય, પરંતુ પાંચપચીસ હશે, એટલે વેપારીઓમાં હરિફાઇ થશે, અને તેવી હરિફાઇ થતાં ગ્રાહકને વ્યાજબી કિંમતે માલ મળશે એ ધોરણે બજારની રચના થએલી છે. આવી હરિફાઇથી સમાજને તો નુકસાન જ થાય છે. જે કામ થોડા પ્રમાણિક માણસો કરી શકે, તે કામમાં અનેક માણસોની શક્તિનો ફોગટ વ્યય થાય છે. વળી વેપારીઓમાં હરિફાઈ થવાથી દરેક વેપારીને ઓછી કિંમતે

માલ વેચવાની ફરજ પડે છે, જેના પરિણામે, તે, માલમાં ભેગ કરી માલની જાત (quality) બગાડવા અથવા ગ્રાહકને તોલમાં છેતરવા લલચાય છે. જે માણસોને બજારમાં ચોખ્ખો તેમજ બરાબર વજનનો-માપનો માલ ન મળતો હોય અને જેઓ હરિફાઇની પદ્ધતિ ન પસંદ કરતા હોય, તેમણે સહકારી હિલચાલનો આશ્રય લેવો યોગ્ય છે. બજારની માલ પૂરો પાડવાની પદ્ધતિથી અસંતુષ્ટ થએલા આવા માણસોએ એક સહકારી ભંડાર સ્થાપવો જોઇએ. તેઓએ કરકસર કરી થોડું શૅરનું ભંડોળ ભેગું કરવું, અને એક સહકારી ભંડાર-મંડળીની સ્થાપના કરવી. શૅરનું ભંડોળ ઓછું હોય તો ભંડારે થોડું કર્જ કરવું, અને તે રકમથી સભાસદોની જરૂરીયાતની વસ્તુઓ સામટી રોકડેથી ખરીદવી, જેથી કિંમતમાં ફાયદો થાય. આ ઉપરાંત ભંડારનો માલ વેચવા માટે એક 'સેઇલ્સમેન' (વેચનાર) પણ નીમી દેવો. ભંડારનું વ્યવસ્થાપક પંચ કયો માલ ખરીદવો અને શા ભાવે વેચવો તે 'સેઇલ્સમૅન'ને નક્કી કરી આપશે. સામાન્ય રીતે સહકારી ભંડારે પોતાનો માલ બજાર ભાવેજ વેચવો કેમકે જો તે બીજા વેપારીઓ સાથે હરિફાઇમાં ઉતરશે, તો વેપારીઓ માલમાં ભેગ કરી કે ઘરાકને તોલમાં છેતરી ભંડારથી ઓછી કિંમતે માલ વેચશે, અને ભંડારને નુકસાન પહોંચાડશે. 'સેઇલ્સમૅન', તેને જે ભાવ નક્કી કરી આપવામાં આવ્યા હશે તે ભાવેજ માલનું વેચાણ કરશે. 'સેઇલ્સમૅન'ને તો પગારજ મળવાનો છે, એટલે માલમાં ભેગ કરવાનું કે ઘરાકને તોલમાં છેતરવાનું તેને પ્રયોજન નહિ રહે. તેમ છતાંયે ભંડારનું વ્યવસ્થાપક પંચ 'સેઇલ્સમૅન'ના કામ ઉપર દેખરેખ રાખશે. ભંડારનો માલ હંમેશાં રોકડેથીજ વેચાણ કરવાની પદ્ધતિ રાખવી જોઇએ, કેમકે ઉધારે માલ વેચવામાં હિસાબી કામકાજ વધે છે, વ્યાજનું નુકસાન થતું હોવાથી માલની કિંમત વધારવી પડે છે, લ્હેણું વસુલ કરવાની ઉપાધિ વધે છે, અને જે કાર્ય થોડી મુડીથી થઇ શકે, તેમાં વધારે મુડી રોકવાની જરૂર પડે છે. આ પ્રમાણે

ભંડારના માલનું વેચાણ થશે અને સભાસદો ભંડારને વફાદાર રહી પોતાને જોઇતી વસ્તુઓની તેમાંથીજ ખરીદી કરશે. વર્ષ આખરે ભંડારનું સરવાયું કહાડવામાં આવશે, અને ખર્ચ કહાડયા પછી જે નફો થયો હશે, તેમાંથી ભંડારે જે કંઇ કર્જ કર્યું હશે તે પર વ્યાજ આપવામાં આવશે, અને સભાસદોને તેમના શૅરઉપર પેટા નિયમમાં મુકરર કરેલા દરથી વધુ નહિ તેટલું ડીવીડન્ડ—વ્યાજ આપવામાં આવશે. આ પછી જે નફો રહેશે, તે સભાસદોને તેમણે ભંડારમાંથી વર્ષ દરમિયાન કરેલી ખરીદીના પ્રમાણમાં પાછો આપવામાં આવશે. કોઇ પણ સહકારી મંડળીનો ઉદ્દેશ આગળ જણાવવામાં આવ્યું છે તેમ, નફો કરવાનો નથી. મંડળી સભાસદોની અમુક સામાન્ય જરૂરીયાત પૂરી પાડવા જ સ્થાપવામાં આવે છે, એટલે મંડળીનો નફો, જે સભાસદો સાથે લેવડદેવડ કરવામાં મંડળીને તે નફો મળ્યો હોય, તેમને જ, તેમણે કરેલી લેવડદેવડના પ્રમાણમાં પરત કરવામાં આવે છે. આ ધોરણે સહકારી ભંડારની રચના થએલી છે. ભંડાર ઓછી કિંમતે માલ મેળવવા સ્થાપવામાં આવતો નથી; તેનો ઉદ્દેશ સભાસદોને ચોકખો અને બરાબર વજનનો માલ પૂરો પાડવાનો હોય છે. ચોકખો—ભેગ વગરનો માલ પૂરો પાડવાથી ભંડાર તેના સભાસદોનું આરોગ્ય સાચવવામાં ઉપયોગી થઇ પડે છે, તેમજ તેની વળતર આપવાની પદ્ધતિથી તેના સભાસદો, વર્ષ આખરે, ખરીદી કરવા છતાં પણ કંઇક બચાવી શકે છે. આ ઉપરાંત, ભંડારના અસ્તિત્વથી આજુબાજુની દુકાનોના ભાવ પણ વ્યાજબી જ રહે છે. આમ સહકારી ભંડાર પ્રજાને લાભદાયી છે.

ગ્રાહક—સાહાય્યક સહકારી હિલચાલનો ઉદ્દેશ આથીયે વધારે વિસ્તૃત છે. સહકારી ભંડારો ગ્રાહકોને જોઇતી તમામ ચીજો, સામટી ખરીદ કરી, તેમને પૂરી પાડે, અને તેથી આગળ વધીને તે ચીજો તૈયાર કરાવવાનું કામ પણ તે કરી શકે. ઇંગ્લંડની કેટલીક ગ્રાહક—સાહાય્યક સહકારી મંડળીઓ, તેના સભાસદોના ઉપયોગ માટે,

બીસ્કીટ, બુટ વગેરે બનાવવાનાં કારખાનાં પણ ચલાવે છે. આમ આ હિલચાલ મુડીની સત્તાનો વિરોધ કરી, ગ્રાહકોના હિતમાં જગતનો વ્યાપાર ચાલે તેવી નવીન વ્યવસ્થા યોજે છે.

મકાનો બાંધવાની મંડળીઓનો પણ આ હિલચાલમાંજ સમાવેશ થાય છે, કેમકે ખોરાકની અને વપરાશની વસ્તુઓ પેઠે, મકાન એક વપરાશની વસ્તુ છે. બન્નેમાં ફેર માત્ર એટલોજ છે કે મકાન ધીમે ધીમે ઘસાય છે.

જે મંડળીઓ, પોતાના સભાસદોને તેમના ધંધા માટે જે કંઇ સાધનો જોઇતાં હોય, તે પૂરાં પાડવાનું કામ કરતી હોય, તે મંડળીઓનો સાધનપ્રદ સહકારમાં સમાવેશ થાય છે. શરાફી મંડળીઓ, બી અને ખાતર પૂરું પાડનારી મંડળીઓ, ઓજારો ભાડે આપનારી મંડળીઓ, ઢોરનો વિમો ઉતારનારી મંડળીઓ અને ઢોરની ઓલાદ સુધારનારી મંડળીઓનો આ હિલચાલમાં સમાવેશ થાય છે. ખેડુતોનો પાક, જેવો કે કપાસ વગેરે, વેચવાનું કામ કરનારી મંડળીઓનો પણ આ હિલચાલમાં જ સમાવેશ થાય છે. આપણા ખેતીપ્રાધાન્ય દેશમાં આ પ્રકારની હિલચાલનો વધુ પ્રચાર થયો છે. ખેડુતોને પોતાના ધંધા માટે નાણું જોઇએ, બી, ખાતર વગેરે જોઇએ, તે તેઓને વ્યાજબી કિંમતે મળી શકે, તે માટે આ મંડળીઓની યોજના કરવામાં આવે છે. માલ વેચાણની મંડળીઓ પણ ખેડુતોને તેમનો પાક સારા ભાવે વેચવાનું એક સાધન છે. અત્યારે આપણા ખેડુતો અવ્યવસ્થિત હોવાથી પોતાના ધંધા માટે જોઇતાં તમામ સાધનો મોંઘામાં મોંઘા ભાવે મેળવે છે, અને પોતાનો પાક સસ્તામાં સસ્તા ભાવે વેચે છે. સાધનપ્રદ સહકાર ખેડુતોને તેમના ધંધા માટે જોઇતાં તમામ સાધનો ઓછા–વ્યાજબી ભાવે મેળવી આપે છે, તેમજ તેમનો પાક સારામાં સારા ભાવે વેચી આપે છે. આમ આ હિલચાલ ખેડુતોને વ્યવસ્થિત કરી, તેમની મહેનતનું યોગ્ય ફળ તેમને અપાવવામાં ઉપયોગી થઇ પડે છે.

વ્યવહારમાં સહકારી હિલચાલ કેવા ભિન્ન ભિન્ન સ્વરૂપમાં પ્રગટ થાય છે અને હિલચાલનું ક્ષેત્ર કેટલું વિશાળ છે, તે આપણે જોયું. ઉપર જણાવેલી તમામ જાતની મંડળીઓ સહકારી મંડળીઓ છે, કેમકે સહકારના મુખ્ય સિદ્ધાંતો ઉપર તેમની રચના-યોજના થએલી છે, કોઇ પણ સહકારી મંડળી, પછી તે કારીગરોને મદદ કરતી હોય, ગ્રાહકોને મદદ કરતી હોય કે ધંધાનાં સાધનો પૂરાં પાડતી હોય, તેની રચના તો આ એકજ ધોરણે થએલી હોય છે, મંડળી સભાસદોની એક સામાન્ય જરૂરીયાત પૂરી પાડવા માટે જ સ્થાપવામાં આવે છે. કારીગરોને કે ગ્રાહકોને અમુક સામાન્ય અડચણ હોય, કારીગરોને તેમની મહેનતનું ફળ સંપૂર્ણ રીતે ન મળતું હોય અને ગ્રાહકોને ચોકખો માલ ન મળતો હોય, તો તેઓ એકત્ર થઇ, મંડળી સ્થાપે છે. આ મંડળીમાં તેઓ પોતાની એક સામાન્ય જરૂરીયાત પૂરી પાડવા માટે જ જોડાય છે, એટલે મંડળીની વ્યવસ્થામાં દરેકને એક જ મત આપવાનો હક્ક હોય છે. આમ સહકારનાં ત્રણ મુખ્ય તત્ત્વો-સામાન્ય જરૂરીયાત, એકતા અને સમાનતાનું આ મંડળીઓ પાલન કરે છે. મંડળીઓનો ઉદ્દેશ નફો કરવાનો તો નથી, એટલે પ્રત્યેક સભાસદે ખરીદવાના વધારેમાં વધારે શૅરની હદ તેમજ શૅર ઉપર મંડળીએ આપવાના વધારેમાં વધારે 'ડીવીડન્ડ'ની હદ પેટા નિયમોમાં મુકરર કરી દેવામાં આવે છે. સામાન્ય રીતે આ 'ડીવીડન્ડ' નાણાં બજારના ચાલુ વ્યાજના દરથી વધારે હોતું નથી. મંડળીનો નફો, જે સભાસદોએ મંડળી સાથે લેવડદેવડ કરી તે નફો ઉત્પન્ન કરાવ્યો હોય તેમને જ, તેમણે કરેલી લેવડદેવડના પ્રમાણમાં, પરત કરવામાં આવે છે; શૅર ધારણ કરનારાઓને નહિ. આ ઉપરાંત આ મંડળીઓમાં સભાસદો એક બીજાને મદદ આપે છે, અને તેમ છતાંયે દરેક સભાસદ સ્વાશ્રયી થતાં શીખે છે. એક ઓજાર ભાડે આપનારી મંડળીનો દાખલો લઇએ. 'મોટર ટ્રેક્ટર' કે 'પમ્પીંગ પ્લૅન્ટ' જેવાં યંત્ર દરેક ખેડુત ખરીદી શકે નહિ.

જો અમુક ખેડુતો એક બીજાને મદદ કરે અને થોડું થોડું ઢોરનું ભંડોળ ભેગું કરી એક મંડળી સ્થાપે, તો મંડળી તે યંત્ર ખરીદી ખેડુતોને ભાડે આપે. આમ દરેક ખેડુત થોડા ખર્ચે યંત્રનો ઉપયોગ મેળવી શકે. થોડું થોડું ભંડોળ આપવામાં દરેક ખેડુત બીજાઓને મદદ કરે છે, અને તે છતાંયે તે મદદ એવી નથી કે બીજાઓને સ્વાશ્રયી ન થવું પડે. સહકારી મંડળીમાં દરેક માણસને પોતાની ઉન્નતિ માટે તો પોતાના ઉપર જ આધાર રાખવો પડે છે. મંડળી માત્ર તેને પોતાની ઉન્નતિ સાધવાનો અવકાશ આપે છે, અને તેની ઉન્નતિનો માર્ગ સરળ કરી આપે છે.

સહકારી હિલચાલના સંબંધમાં એટલું યાદ રાખવું જોઈએ કે સહકારી સંસ્થાઓ દ્વારા માણસો પોતાનું હિત સાધે છે, પરંતુ તેઓ બીજાઓને અયોગ્ય નુકસાન કરતા નથી. વણકરો અને કંસારા–કારીગરો, સહકારી મંડળીઓ સ્થાપી, તે દ્વારા સુતર અને પતરાં મેળવી પોતાનો વ્યાપાર ચલાવે, તેથી વેપારીને નુકસાન થાય. મજુરો સહકારી મંડળીઓ સ્થાપી રસ્તા બાંધવાના કે જંગલ કાપવાના 'કૉન્ટ્રેક્ટસ્' લે, તેથી 'કૉન્ટ્રેક્ટર'ને નુકશાન થાય. ખેડુતોની માલ વેચાણની મંડળીઓ બારોબાર ગ્રાહક–સાહાય્યક સહકારી મંડળીઓને પોતાનો માલ વેચે, તેથી દલાલોને નુકસાન થાય. આમ અનેક માણસોના વ્યાપારને સહકારી હિલચાલ નુકસાન કરે છે, તેવું સ્પષ્ટ જણાઇ આવે છે. પરંતુ વેપારીને, 'કૉન્ટ્રેક્ટર'ને અથવા દલાલને નુકસાન કરવાના ઇરાદાથી જ સહકારી મંડળીઓ નથી સ્થાપવામાં આવતી; તેઓ તો માત્ર કારીગરો, મજુરો, ખેડુતો વગેરેને તેમની મહેનતનું યોગ્ય ફળ, જે તેમની નબળાઇના સબબે અથવા તેઓ અવ્યવસ્થિત હોવાને લઇને, તેમને ન મળતું હોય, તે અપાવવાના હેતુથી જ સ્થાપવામાં આવે છે. આથી એમ ન કહી શકાય કે મંડળીઓના સભાસદો, બીજાઓને અયોગ્ય નુકસાન કરીને પોતાનો લાભ મેળવે છે. એક માણસ અથવા એક કુટુંબ પોતાને પહેરવાનાં

કપડાં પોતાની જાતેજ, કપાસ પીંજીને, રૂ કાંતીને અને સુતર વણીને બનાવી લેતું હોય, તે મીલમાલેકોને અયોગ્ય નુકસાન કરે છે, એમ તો ન જ કહેવાય. એજ રીતે સહકારી મંડળીના વણકર-સભાસદો, જેઓ મંડળી દ્વારા સુતર મેળવી, તેનું કાપડ તૈયાર કરી વેચાણ કરે, તેઓ વેપારીઓને નુકસાન કરે છે એમ તો ન જ કહેવાય. સહકાર એક નવીન વ્યાપારી વ્યવસ્થા છે, અને તે વ્યવસ્થા સમાજને વધારે હિતકર છે. સમાજ આ વ્યવસ્થાનો સ્વીકાર કરે, અને તે ધોરણે સમાજનો વ્યવહાર ચાલે, એટલે જે શખ્સોનો ધંધો તે વ્યવસ્થાથી નિરૂપયોગી થઇ પડ્યો હોય, તેમણે પોતાની શક્તિઓનો ઉપયોગ અન્ય દિશાઓમાં કરવો ઉચિત છે.

સહકારી હિલચાલના સિદ્ધાંતો અને તેનું સ્વરૂપ આપણે જાણ્યું. હવે તે હિલચાલથી પ્રજાને થતા કેટલાક લાભો તરફ દૃષ્ટિ કરી આપણે આ લઘુ લેખ સમાપ્ત કરીશું. પ્રથમ તો સહકારી હિલચાલથી લોક એકત્ર થઇને કાર્ય કરતાં શીખે છે, અને 'ઐક્ય અથવા સંપ એજ બળ છે' (Union is strength) એ કહેવતનું રહસ્ય અનુભવે છે. વળી, એક બીજાની સાથે રહીને, એક બીજાને મદદ કરીને જ મનુષ્ય પોતાની ઉન્નતિ સાધી શકે છે, તે સત્ય પણ અહીં જ સમજાય છે. આમ સહકારી હિલચાલ સમાજની ઉન્નતિને અત્યંત ઉપયોગી ગુણો જેવા કે સંપ અને પરસ્પર સહાય પ્રજામાં ખીલવે છે. સહકાર સમાનતાના સિદ્ધાંત પર રચાયલો હોવાથી, પ્રજામાં ભ્રાતૃભાવ ખીલવવામાં તેની ઉપયોગીતા અમૂલ્ય-અદ્વિતીય છે. એક સહકારી મંડળીના તમામ સભાસદો મંડળીના કાર્યમાં પોતાના ભેદ ભૂલી જાય છે. એક જ મંડળીમાં અમીર અને રંક તેમજ બ્રાહ્મણ અને ભંગી દાખલ થાય છે, અને એક બીજાની ઉન્નતિમાં મદદ કરે છે. વળી મંડળીઓની વ્યવસ્થામાં પ્રજાને જે વ્યવહારૂ શિક્ષણ-તાલીમ મળે છે, તેની કિંમત તો આંકી શકાય તેમજ નથી. સહકારના આવા આકર્ષણ ગુણોને-લાભોને લઇને તે એક ધર્મ થઇ પડ્યો છે, જેનો

પ્રચાર સમય અને ધનના ભોગે, ઘણાયે દેશપ્રેમીઓ–દેશહિતેચ્છુઓ કરી રહ્યા છે. સહકારથી સધાતી પ્રજાની આર્થિક ઉન્નતિ વિષે તો બે મત છેજ નહિ. જર્મનીના ખેડુતો આજથી લગભગ પોણોસો વર્ષ ઉપર આપણા ખેડુતો જેટલા જ દરિદ્ર અને ઉડાઉ હતા. તે ખેડુતોને વ્યાજખોર યાહુદીઓના પંજામાંથી છોડાવવાનો અને તેમની આર્થિક સ્થિતિ સુધારવાનો યશ સહકારને છે. ડેન્માર્ક, આયર્લેંડ વગેરે દેશોના ખેડુતોને પણ સહકારે જ તાર્યા છે. ઈંગ્લંડના મજુર વર્ગના જીવનમાં સુખશાંતિ રેડનાર સહકારી ભંડારો જ છે. ઇટલીની મજુર વર્ગની 'ક્રેપીઆન્ટી' મંડળીઓ અને ઇટલીનાં સહકારી 'ફાર્મ' મજુરો અને ખેડુતોને ખરેખર નવજીવન જ અર્પી રહ્યાં છે. આમ સહકારી હિલચાલ સર્વત્ર દેશોન્નતિનું અપૂર્વ સાધન થઇ પડયું છે

આપણા ખેતીપ્રાધાન્ય દેશને આ હિલચાલની ઘણી જ જરૂર છે. દેશના ખેડુતો અભણ, ઉડાઉ અને દેવામાં ડુબેલા છે. એ ખેડુતોનો ઉદ્ધાર સહકારી હિલચાલ જ કરી શકશે. વળી જે ઘરગથુ ઉદ્યોગો આ દેશમાં છે તેમને ટકાવી રાખવા, ખીલવવા પણ આ હિલચાલની ઘણી જરૂર છે. દેશના નેતાઓ, દેશના હિતચિંતકો, આ સહકારી હિલચાલ જે પ્રજાની આર્થિક, નૈતિક, સામાજીક અને રાજકીય ઉન્નતિમાં અત્યંત ઉપયોગી થઇ પડે તેવી પ્રવૃત્તિ છે તેને ખીલવવા તરફ શું ધ્યાન નહિ આપે?

